# શિક્ષણમાળા



વ્યવહારૂ

## ગુજરાતી વ્યાકરણ



ન્હાનાલાલ દલપતરામ કવિ

# પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

---

## ન્હાનાલાલ દલપતરામ કવિનાં પુસ્તકો

### તૈયાર છે

૧, ઇન્દુકુમાર, અંક ૧લો
૨, ન્હાના ન્હાના રાસ
૩, રાજ્યસૂત્રોની કાવ્યત્રિપુટિ
૪, કુપા
૫, મેઘદૂતઃ સમશ્લોકી
૬, ભગવદ્ગીતા, સમશ્લોકી
૭, રાજર્ષિ ભરત
૮, પ્રેમકુંજ
૯, ચિત્રદર્શનો

### હવે પછી છપાશે

૧૦, જયા-જયન્ત
૧૧, વસન્તોત્સવ
૧૨, કેટલાંક કાવ્યો
૧૩, ગીતસંગ્રહ
૧૪, ઇન્દુકુમાર, અંક ૨જો
૧૫, ઇન્દુકુમાર, અંક ૩જો
૧૬, પુણ્યકન્થા

---

પ્રકાશકઃ મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે,
ત્રણ દરવાજા, અમદાવાદ.

અમદાવાદ.
એસ્ટોપોસ રોડ પર ધિ "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# પ્રસ્તાવ

## શિક્ષકો તથા શિક્ષણશાસ્ત્રીઓને માટે

૧. હોપ વ્યાકરણ તથા મહીપતરામભાઇનું વ્યાકરણ જતે કરી બાલકોને માટે એવા વ્યવહારૂ સાદા વ્યાકરણની ખોટ ઘણી જણાય છે. ગુજરાતી ભાષાનું વ્યાકરણ અઘરૂં નથી, ભારે નથી. ત્હેની શિક્ષણપદ્ધતિ અઘરી થવાથી વિદ્યાર્થીને તે ભારે પડે છે.

૨. હમણાં હમણાંમાં ગુજરાતી વ્યાકરણના શિક્ષણની શરૂઆત શબ્દવિચારથી માંડીને નહીં, પણ વાક્યવિચારના પહેલા પગથિયાના ધોરણે થાય છે એ ભૂલ છે. ઇંગ્રેજી શાળાઓમાં પાંચમા–છઠ્ઠા ધોરણોમાં વાક્યવિચાર ને વાક્યપૃથક્કરણ શિખવાય છે. ઇંગ્રેજીમાં જે ચૌદેક વર્ષના વિદ્યાર્થીને શિખવાય છે ત્હેની ઉપોદ્ઘાત ગુજરાતીમાં આઠેક વર્ષના બાલકને ત્રીજા ધોરણમાં થાય છે. એથી ગુજરાતી શાળાઓમાં બાળકો પાસે જુવાનોનો ભાર ઉપડાવવા જેવું બને છે.

૩. વ્યાકરણ શિખવવાનું મુખ્ય સુત્ર એક છે. શબ્દોનો પદચ્છેદ વારંવાર કરાવવો. વારંવાર શબ્દોને ઓળખાવવા. અઘરા અને સન્દેહવાળા શબ્દોને શરૂઆતમાં અળગા રાખવા. સહેલા શબ્દોથી મંડાણ કરવું. શીખેલા કોઇ પાઠમાં જેટલાં નામ હોય તે લખી લાવો, જેટલાં સર્વનામ હોય તે લખી લાવોઃ એ પણ એક રીત છે. મોઢેથી તેમ જ લખીને વ્યાકરણ શીખવવું જોઇએ; અને તેથી અઠવાડિયામાં એએક વાર એકાદ ન્હાનકડા વાક્યમાંના શબ્દોનો પદચ્છેદ ઘેરથી લખી લાવવા આપવો એ પણ એક શિક્ષણની રીત છે. શીખેલા કોઇ પાઠના પહેલા શબ્દથી માંડી–અઘરા શબ્દ પડતા મૂકીને–દરેકે દરેક શબ્દનો પદચ્છેદ વર્ગના બાલકોને પૂછવો એ ત્રીજી સહેલી તે વ્યવહારૂ રીત છે. ઘણા દાખલાઓ ને વિશેષ સ્હમજૂત આપવાં એ શિક્ષકના

ધર્મ છે, માટે આમાં દાખલાઓથી કે લંબાણ સમજૂતિઓથી પાનાં ભર્યાં નથી.

૪. કોઇ પણ શાસ્ત્રમાં પરિભાષાના રૂઢ શબ્દપ્રયોગો વારે વારે બદલવાથી વિદ્યાર્થીઓને શિક્ષકોને શિક્ષણપદ્ધતિને કે શિક્ષણની ભાષાને લાભ નથી, હાનિ છે. હોપ, મહીપતરામ ને ટેલર; અને ટેલર એટલે વિશેષમાં વ્રજલાલ શાસ્ત્રી ને દલપતરામ; એમણે પ્રચલિત કરેલી સાઠેક વર્ષોથી ગુજરાતમાં દૃઢ થયેલી શબ્દપ્રણાલિકા આ ચોપાનિયામાં બનતી જાળવેલી છે. પારિભાષિક શબ્દોના સમાસ ને શબ્દોનાં પદો છૂટાં પાડી પાડીને વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ કરી પછી વ્યાખ્યાઓ સમજાવવાથી શિક્ષણ સહેલું થશે.

૫. ગુજરાતી, ઇંગ્રેજી, હિન્દી કે ઉર્દુ, સંસ્કૃત કે ફારસી: ગુજરાતનાં બાલકો એમાંથી ભાષાઓ ભણે છે. પ્રત્યેક ભાષાના વ્યાકરણની વિશેષતા હોય છે, ને તે સાચવવી જ જોઇએ. પણ તે સહુ ભાષાઓમાં વ્યાકરણની વિશેષતાઓ કરતાં વ્યાકરણની સમાનતા વધારે જ છે. આ ચોપાનિયામાં ગુજરાતી ભાષાની વિશેષતાઓ જાળવીને ભાષાઓનાં વ્યાકરણોની એ સમાનતાનાં તત્વો આગળ આણેલાં છે. એથી જૂદી જૂદી ભાષાઓનાં વ્યાકરણોનું શિક્ષણ આપણી શાળાઓમાં સરલ થશે ને એક ધોરણ ઉપર આવશે એવી આશા છે. ઉપરાન્ત ગુજરાતી ભાષા છે તેમ ગુજરાતી વ્યાકરણનું શિક્ષણ પણ અન્ય ભાષાઓનાં શિક્ષણના પાયારૂપ નીવડશે. ભાષાઓનાં વ્યાકરણોના સમન્વયના તો આ ચોપાનિયામાં માત્ર બીજ જ છે.

૬. ધોરણવાર વ્યાકરણનો શિક્ષણક્રમ કાંઇક નીચે પ્રમાણે રખાય તો ઠીક થશે.

ધોરણ ૩ જું: શબ્દોના આઠ ભાગ, અઘરા શબ્દો મૂકી દઇને; વિરામચિહ્નો.

ધોરણ ૪ થું: સાદો શબ્દવિચાર.

ધોરણ ૫ મું: શબ્દવિચાર પૂરો; સાદો અક્ષરવિચાર.

ધોરણ ૬ ઠું: શબ્દવિચારનું પુનરાવર્તન. સાદો વાક્યવિચાર, સાદા સમાસ, સાદો વ્યુત્પત્તિવિચાર.

ધોરણ ૭ મું: વાક્યવિચાર, સમાસ, સન્ધી, વ્યુત્પત્તિવિચાર. સાદો છન્દવિચાર, દલપતરામના પિંગળમાંથી.

શિક્ષકશાળાઓ ને ઇંગ્રેજીનાં ઉપરનાં ધોરણો.

વર્ષ ૧ લું. પુનરાવર્તન; સાદો છન્દવિચાર ને અલંકારવિચાર, દલપતરામનાં પિંગળ ને અલંકારચન્દ્રિકામાંથી. વ્યુત્પત્તિવિચાર, ગુજરાતી ભાષાના ઇતિહાસની રૂપરેખા.

વર્ષ ૨ જું. વ્યાકરણનો કારણવિભાગ. વ્યુત્પત્તિવિચારનો કારણવિભાગ. ભાષાનો ઇતિહાસ, છન્દ ને અલંકાર.

વર્ષ ૩ જું. પ્રાકૃત ને અન્ય ભાષાઓ સાથેનો સંબંધ. આર્ય પ્રજાઓની ભાષાઓનો સાદો શબ્દસમન્વય (Philology); દેશીઓ, ઢાળો, ગરબીઓનો સાદો વિચાર.

૭. આમ ગુજરાતી ભાષાનું શિક્ષણ પૂરૂં થતાં એ શિક્ષણને છેડે ઉભેલાને ગુજરાતી ભાષાશાસ્ત્રના અન્ય ભાષાશાસ્ત્રો સાથેના સંબંધની કંઇક ઝાંખી તો થવી જ જોઇએ. જેથી એટલી તો ખાતરી વિદ્યાર્થીને થાય જ કે શિક્ષણનો છેડો તે વિદ્યાનો છેડો નથી.

૮. નીચલાં ગુજરાતી-ઇંગ્રેજી ધોરણોના ઉપયોગને માટે આ વ્યવહારૂ વ્યાકરણ લખાયેલું હોઇ આમાં સાદો શબ્દવિચાર ને વિરામચિહ્નની સ્હમજૂતિ આપેલાં છે. વ્યાકરણનાં બીજાં અંગો સમાવેલા નથી. શબ્દવિચારનું યે આમાં તો માત્ર રેખાદર્શન જ છે.

ન્હાની-મ્હોટી સૂચનાઓને માટે આભારી થઇશ.

ન્હાનાલાલ દલપતરામ કવિ



## વ્યવહારૂ
# ગુજરાતી વ્યાકરણ

### શબ્દોના વિભાગ

૧. ભાષાના નિયમોના શાસ્ત્રને વ્યાકરણ કહે છે.

૨. અક્ષરવિચાર શબ્દવિચાર વાક્યવિચાર ને છન્દવિચાર; એ ચાર વ્યાકરણના મુખ્ય વિભાગ ગણાય છે.

૩. આ સાદા વ્યવહારૂ વ્યાકરણમાં માત્ર સાદો શબ્દવિચાર ને વિરામચિહ્નોના જ વિષય ચર્ચાયેલા છે.

૪. શબ્દોના મુખ્ય આઠ વિભાગ છે. નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, ક્રિયાવિશેષણ અવ્યય, નામયોગી અવ્યય, ઉભયાન્વયી અવ્યય, ને કેવળપ્રયોગી અવ્યય.

૫. જે શબ્દ કોઈ પણ વસ્તુ પ્રાણી પદાર્થ કે ભાવનું નામ હોય ત્હેને નામ કહે છે. દાખલા તરીકે: ચોપડી, ઘોડો, રૂપું, દયા.

૬. જે શબ્દ કોઈ પણ નામને બદલે વપરાય છે ત્હેને સર્વનામ કહે છે. દાખલા તરીકે: હું તું તે પોતે આપ આપણ કોણ.

૭. જે શબ્દ નામનો કે સર્વનામનો ગુણ કે સંખ્યા બતાવે ત્હેને વિશેષણ કહે છે. દાખલા તરીકે: ધોળી ગાય, કાળી ટોપી, ચાર પૈસા.

૮. જે શબ્દ ક્રિયા અથવા કામ બતાવે ત્હેને ક્રિયાપદ કહે છે. દાખલા તરીકે: વાંચવું, ખાવું.

૯. જે શબ્દને જાતિ વચન કે વિભક્તિ લાગતાં નથી ને જેનો ફેરફાર થતો નથી ત્હેને અવ્યય કહે છે. (સંસ્કૃત ભાષામાંની આ વ્યાખ્યા ગુજરાતી ભાષામાં ઉતરી આવી છે, પણ ગુજરાતી ભાષામાં તે ખરી પડતી નથી. તેથી આ વ્યવહારૂ વ્યાકરણની શરૂઆતમાં

અવ્યય વિભાગને ગૌણ કરી ત્હેના ચાર પેટાવિભાગોને પ્રધાન વિભાગો તરીકે શિખવવા ભલામણ છે.)

૧૦. જે અવ્યય ક્રિયાપદનો કે વિશેષણનો ગુણ બતાવે ત્હેને ક્રિયાવિશેષણ અવ્યય કહે છે. દાખલા તરીકેઃ બહુ દોડયો, સારૂં રમ્યો.

૧૧. જે અવ્યય નામ કે સર્વનામની સાથે જોડાઇને આવે ત્હેને નામયોગી અવ્યય કહે છે. દાખલા તરીકેઃ વિના, ઉપર.

૧૨. જે અવ્યય બે શબ્દો, બે પદો, કે બે વાકયોને જોડે ત્હેને ઉભયાન્વયી અવ્યય કહે છે. દાખલા તરીકેઃ અને, પણ.

૧૩. જે અવ્યય લાગણી બતાવે ને વાકયના બીજા બધા શબ્દોથી અળગો હોય ત્હેને કેવળપ્રયોગી અવ્યય કહે છે. દાખલા તરીકેઃ અરેરે ! અહોહો !

---

## વિરામચિહ્નો

૧૪. પાઠ વાંચતાં કે લખતાં નીચે પ્રમાણેનાં મુખ્ય વિરામચિહ્નો ઉપયોગમાં આવે છે. અલ્પવિરામ, અર્ધવિરામ, વિરામ, પૂર્ણવિરામ; પ્રશ્નાર્થનું ચિહ્ન, ઉદ્દગારનું કે સંબોધનનું ચિહ્ન, અવતરણ કે ઉતારાનાં ચિહ્નો, કૌંસ.

૧૫. જરાક અટકવાનું હોય ત્યહાં અલ્પવિરામ વપરાય છે. તે ચિહ્ન , આવું છે.

૧૬. તેથી સહેજ વધારે અટકવાનું હોય ત્યહાં અર્ધવિરામ વપરાય છે. તે ચિહ્ન ; આવું છે.

૧૭. તેથી યે વધારે અટકવાનું હોય ત્યહાં વિરામ વપરાય છે. બે વાક્યોને સંબંધ હોય ત્યહાં પણ વચ્ચે વિરામ વપરાય છે. તે ચિહ્ન : આવું છે.

૧૮. પૂરેપૂરું અટકવાનું હોય ત્યહાં પૂર્ણવિરામ વપરાય છે. તે વાક્યને છેડે આવે છે. તે ચિહ્ન . આવું છે.

૧૯. સવાલ પૂછવાનો હોય ત્યહાં પ્રશ્નાર્થનું ચિહ્ન વપરાય છે. તે ચિહ્ન ? આવું છે.

૨૦. અજાયબી હોય કે કોઇને બોલાવ્યો હોય ત્યહાં ઉદ્‌ગાર કે સંબોધનનું ચિંહ્ન વપરાય છે. તે ચિહ્ન ! આવું છે.

૨૧. કોઇના લખેલા કે બોલેલા શબ્દો ઉતારેલા બતાવવા હોય ત્યહાં શરૂઆતમાં ને છેડે અવતરણનાં કે ઉતારાનાં ચિહ્નો મૂકવામાં આવે છે. તે ચિહ્નો " " આવાં છે.

૨૨. કોઇ શબ્દોને બીજાઓથી ખાસ છૂટા પાડવાના હોય ત્યહાં બે હોળાયાની વચ્ચે એ શબ્દોને મૂકે છે: તે બે હોળાયાને કૌંસ કહે છે. તે ચિહ્નો ( ) આવાં છે.

## શબ્દોનો વિશેષ વિચાર

### નામ

૨૩. કોઇપણ શબ્દના વ્યાકરણનું વર્ણન કરવું તે પદચ્છેદ કહેવાય છે.

૨૪. નામનો પદચ્છેદ કરતાં પ્રકાર જાતિ વચન ને વિભક્તિ કહેવાં જોઇએ.

૨૫. નામના મુખ્ય ત્રણ પ્રકાર છે; વિશેષ, સામાન્ય, ભાવવાચક.

૨૬. જે નામ એક જ પ્રાણી કે પદાર્થનું હોય તે વિશેષ નામ કહેવાય છે. દાખલા તરીકે: મગન, અમદાવાદ.

૨૭. જે નામ એક આખી જાતનું હોય તે સામાન્ય નામ કહેવાય છે. દાખલા તરીકે: કૂતરૂં.

૨૮. જે નામ ભાવ કે ગુણ બતાવે તે ભાવવાચક નામ કહેવાય છે. દાખલા તરીકેઃ હેત.

૨૯. નામની ચાર જાતિઓ છેઃ નર, નારી, નાન્યતર, સામાન્ય.

૩૦ જે નામને 'કેવો' લાગે ત્હેની નર જાતિ જાણવી. દાખલા તરીકેઃ ઘોડો.

૩૧. જે નામને 'કેવી' લાગે ત્હેની નારી જાત જાણવી. દાખલા તરીકેઃ ગાય.

૩૨. જે નામને 'કેવું' લાગે ત્હેની નાન્યતર જાતિ જાણવી. દાખલા તરીકેઃ પાણી.

૩૩. જે નામમાં નર ને નારી જાતિ બન્ને સમાય ત્હેની સામાન્ય જાતિ જાણવી. દાખલા તરીકેઃ છોકરૂં.

૩૪. એકવચન, બહુવચન, ને માનાર્થે બહુવચન એવા વચનના પ્રકાર છે.

૩૫. જે શબ્દ એક વસ્તુ બતાવે ત્હેનું એકવચન જાણવુંઃ જે શબ્દ એકથી વધારે વસ્તુ બતાવે ત્હેનું બહુવચન જાણવું: માનાર્થે બહુવચનમાં એકવચનના નામને માનને ખાતર તે બહુવચનમાં હોય એમ વાપરેલું હોય છે. દાખલા તરીકેઃ મહેતાજી આવ્યા હતા.

૩૬. એકવચનના રૂપને છેડે 'ઓ' લગાડવાથી બહુવચન થાય એવો સામાન્ય નિયમ છે. દાખલા તરીકેઃ ટોપી, ટોપીઓ.

૩૭. સંબોધન વિભક્તિ સાથે આઠ વિભક્તિઓ છે. ૧લી, ૨જી, ૩જી, ૪થી, ૫મી, ૬ઠ્ઠી, ૭મી, ને સંબોધન.

૩૮. ૧લી વિભક્તિનો પ્રત્યય નથી.

૨જી વિભક્તિનો પ્રત્યય 'ને' છે.

૩જી વિભક્તિનો પ્રત્યય 'એ' છે.
૪થી વિભક્તિનો પ્રત્યય 'ને માટે, કાજે, સારૂ' છે.
૫મી વિભક્તિનો પ્રત્યય 'થી, થકી' છે.
૬ઠ્ઠી વિભક્તિનો પ્રત્યય 'નો, ની, નું, નાં' છે.
૭મી વિભક્તિનો પ્રત્યય 'માં' છે.

કોઇનું નામ લઇને બોલાવતાં એ નામની સંબોધન વિભક્તિ કહેવાય છે.

૩૯. વચન ને વિભક્તિઓના દાખલા.

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧લી વિભક્તિ | છોકરો | છોકરાઓ |
| ૨જી વિભક્તિ | છોકરાને | છોકરાઓને |
| ૩જી વિભક્તિ | છોકરાએ | છોકરાઓએ |
| ૪થી વિભક્તિ | છોકરાને માટે | છોકરાઓને માટે |
| ૫મી વિભક્તિ | છોકરાથી | છોકરાઓથી |
| ૬ઠ્ઠી વિભક્તિ | છોકરાનું | છોકરાઓનું |
| ૭મી વિભક્તિ | છોકરામાં | છોકરાઓમાં |
| સંબોધન વિભક્તિ | છોકરા! | હે છોકરાઓ! |

## સર્વનામ

૪૦. સર્વનામનો પદચ્છેદ કરતાં, નામની પેઠે જ, પ્રકાર જાતિ વચન ને વિભક્તિ કહેવાં જોઇએ.

૪૧. સર્વનામના મુખ્ય છ પ્રકાર છે. પુરુષવાચક, સંબંધી, દર્શક, પ્રશ્નાર્થ, સ્વાર્થ કે સ્વવાચક, અનિશ્ચિત.

૪૨. બોલનાર સાંભળનાર કે ત્રીજા કોઇ પુરુષને બદલે જે સર્વનામ વપરાય ત્હેને પુરુષવાચક સર્વનામ કહે છે. દાખલા તરીકે: હું, તું, તે.

૪૩. પુરુષવાચક સર્વનામના ત્રણ વિભાગ છે. ૧લો પુરુષ, ૨જો પુરુષ, ૩જો પુરુષ.

૪૪. બોલનારને બદલે જે પુરુષવાચક સર્વનામ વપરાય ત્હેનો ૧લો પુરુષ; સાંભળનારને બદલે જે પુરુષવાચક સર્વનામ વપરાય ત્હેનો ૨જો પુરુષ; ને જે ત્રીજા પુરુષની વાત થતી હોય ત્હેને બદલે જે પુરુષવાચક સર્વનામ વપરાય ત્હેનો ત્રીજો પુરુષ કહેવાય છે. દાખલા તરીકેઃ મ્હને, ત્હને, ત્હેને.

૪૫. જે સર્વનામ બીજાની સાથે સંબંધ બતાવે ત્હેને સંબંધી સર્વનામ કહે છે. દાખલા તરીકેઃ જે.

૪૬. જે સર્વનામ કોઇ પણ વસ્તુને બતાવે ત્હેને દર્શક સર્વનામ કહે છે. દાખલા તરીકે; આ, પેલો.

૪૭. જે સર્વનામ સવાલ પૂછવામાં વપરાય ત્હેને પ્રશ્નાર્થ સર્વનામ કહે છે. દાખલા તરીકે; કોણ.

૪૮. જે સર્વનામ એના એ જ પુરુષને દાખવે તે સ્વાર્થ કે સ્વવાચક સર્વનામ કહેવાય છે. દાખલા તરીકે; પોતે.

૪૯. જે સર્વનામ ચોક્કસ નહીં પણ અચોક્કસ વસ્તુ દાખવે તે અનિશ્ચિત સર્વનામ કહેવાય. દાખલા તરીકે; કોઇક. (નોંધઃ—સંબંધી, દર્શક, પ્રશ્નાર્થ ને અનિશ્ચિત સર્વનામ પછી નામ આવતું હોય તો તે બધાં સર્વનામ મટી વિશેષણ થાય છે.)

૫૦. સર્વનામનાં જાતિ વચન ને વિભક્તિ નામની પેઠે જ કહેવામાં આવે છે, ને તે અગાઉની કલમોમાં આવી ગયાં છે.

## વિશેષણ

૫૧. વિશેષણનો પદચ્છેદ કરતાં ત્હેનો પ્રકાર, વિકારી કે અવિકારી, ને વિશેષ્ય કહેવાં જોઇએ.

૫૨. વિશેષણના મુખ્ય ત્રણ પ્રકાર છે; ગુણવાચક, સંખ્યાવાચક, દર્શક.

૫૩. જે વિશેષણ નામ કે સર્વનામનો ગુણ બતાવે તે ગુણવાચક વિશેષણ કહેવાય છે. દાખલા તરીકેઃ રાતી ટોપી.

૫૪. જે વિશેષણ નામ કે સર્વનામની સંખ્યા બતાવે તે સંખ્યાવાચક વિશેષણ કહેવાય છે. દાખલા તરીકે પાંચ જાંબુ.

૫૫. જે વિશેષણ કોઇ પણ વસ્તુને બતાવે તે દર્શક વિશેષણ કહેવાય છે. દાખલા તરીકેઃ પેલો મોર.

૫૬. જે વિશેષણના રૂપમાં ફેરફાર થાય તે વિકારી વિશેષણ, ને ફેરફાર ન થાય તે અવિકારી વિશેષણ કહેવાય છે. દાખલા તરીકેઃ રાતો, રાતી, રાતું : લાલ.

૫૭. વિશેષણ જે નામના કે સર્વનામના ગુણ કે સંખ્યા બતાવતું હોય એ નામ કે સર્વનામ તે વિશેષણનું વિશેષ્ય કહેવાય છે. દાખલા તરીકે; ધોળું પહેરણ; એમાં પહેરણ વિશેષ્ય છે.

---

## ક્રિયાપદ

૫૮. ક્રિયાપદનો પદચ્છેદ કરતાં આટલાં વાનાં કહેવાં જોઇએ; કર્તા, કર્મ, પ્રકાર, ધાતુ, ભેદ, કાળ, પુરુષ, વચન, અર્થ, પ્રયોગ.

૫૯. ક્રિયાપદને 'કોણ' અથવા 'કોણે' પૂછવાથી કર્તા જડે છે, અને 'શું' અથવા 'કોને' પૂછવાથી કર્મ જડે છે.

( કોઇ નામ કર્મ તરીકે વપરાયું હોય ને ત્હેને બીજી વિભક્તિનો પ્રત્યય 'ને' લાગેલો ન હોય, છતાં પદચ્છેદમાં તે નામની કર્માર્થે બીજી વિભક્તિ કહેવાય છે. )

૬૦. સહુ ક્રિયાપદોને કર્તા હોય છે. કેટલાંક ક્રિયાપદોને કર્મ હોય છે, ને કેટલાંકને કર્મ નથી હોતું.

૬૧. ક્રિયાપદના બે પ્રકાર છે; સકર્મક ને અકર્મક.

૬૨. જે ક્રિયાપદને કર્તા સાથે કર્મ પણ હોય તે સકર્મક ક્રિયાપદ કહેવાય છે. જે ક્રિયાપદને કર્મ હોતું નથી તે અકર્મક ક્રિયાપદ કહેવાય છે. દાખલા તરીકે: તે રોટલો ખાય છે: તે બેઠો છે.

૬૩. ક્રિયાપદના મૂળ શબ્દને ધાતુ કહે છે. દાખલા તરીકે; લખવું, લખ.

૬૪. ભેદના મુખ્ય ચાર પ્રકાર છે: મૂળભેદ, સહાભેદ, શકયભેદ, પ્રેરકભેદ. (સંસ્કૃત ને ઇંગ્રેજી ભાષાઓમાં Voice ને Mood જૂદા શબ્દો છે, ને જુદા જુદા અર્થમાં વપરાય છે. ગુજરાતી વ્યાકરણમાં કાંઇક એમનો સંકર થઇ ગયો છે. સહ ભેદ એટલે Passive Voice, શક્ય ભેદ એટલે Potential Mood; છતાં બન્નેને માટે ભેદ શબ્દ સામાન્ય રીતે વપરાય છે. આ ભૂલ છે, ને મ્હોટા વૈયાકરણીઓએ તે સુધારવી ઘટે છે.)

૬૫. ક્રિયાપદના સામાન્ય રૂપને મૂળ ભેદ કહે છે. દાખલા તરીકે: તે હીંચે છે.

૬૬. ક્રિયાપદના ઉલટાવેલા રૂપને સહાભેદ કહે છે. સકર્મક ક્રિયાપદના જ સહાભેદનાં રૂપ બને છે, અકર્મકનાં નથી બનતાં. મૂળે કર્મ હોય તે સહાભેદમાં કર્તા થાય છે, ને મૂળે કર્તા હોય તે ઉડી જાય છે, અથવા તો ત્રીજી કે પાંચમી વિભક્તિમાં આવે છે. ક્રિયાપદના ધાતુને 'આય' લગાડવાથી સહાભેદ થાય છે. દાખલા તરીકે: મૂળભેદ. હું કાગળ લખું છું; હું કર્તા, કાગળ કર્મ, લખ ધાતુ. સહાભેદ, મ્હારાથી કાગળ લખાય છે.

૬૭. જો–તો જ્યહાં વપરાયા હોય, કે ક્રિયાપદને શકવું શબ્દ જોડાયેલો હોય, ત્યહાં શકયભેદ કહેવાય. દાખલા તરીકે; જો તે આવશે, તો હું આવી શકીશ.

(સંકેત ભૂતકાળ એ ખરી રીતે શકયભેદનું ભૂતકાળનું એક રૂપ જ છે.)

૬૮. પોતે નહીં, પણ કોઇ બીજા પાસે કાંઇ કરાવવાની પ્રેરણા હોય ત્યહાં પ્રેરકભેદ કહેવાય. દાખલા તરીકે; રાંધવું, રંધાવવું.

૬૯. મુખ્ય કાળ ત્રણ છે; વર્તમાન ભૂત ને ભવિષ્ય.

૭૦. હાલનો વખત બતાવનાર ક્રિયાપદનો વર્તમાન કાળ કહેવાય. દાખલા તરીકે; હું દોડું છું.

ગયો વખત બતાવનાર ક્રિયાપદનો ભૂત કાળ કહેવાય. દાખલા તરીકેઃ તે દોડયો હતો.

આવવાનો વખત બતાવનાર ક્રિયાપદનો ભવિષ્ય કાળ કહેવાય. દાખલા તરીકે; તે આવશે.

૭૧. દરેક મુખ્ય કાળના ત્રણ પ્રકાર છે; વર્તમાન, ચાલુ વર્તમાન, પૂર્ણ વર્તમાન; ભૂત, ચાલુ ભૂત, પૂર્ણ ભૂત; ભવિષ્ય, ચાલુ ભવિષ્ય, પૂર્ણ ભવિષ્ય.

૭૨. ચાલુ રહેતી ક્રિયા બતાવે તે ક્રિયાપદનો ચાલુ વર્તમાન, ચાલુ ભૂત, કે ચાલુ ભવિષ્યકાળ કહેવાય. દાખલા તરીકે; તે ચાલે છે; હું ચાલતો હતો; ત્હમે ચાલતા હશો.

૭૩. પુરી થઇ ગયેલી ક્રિયા બતાવે તે ક્રિયાપદનો પૂર્ણ વર્તમાન, પૂર્ણ ભૂત કે પૂર્ણ ભવિષ્યકાળ કહેવાય. દાખલા તરીકે; મ્હેં લખ્યું છે; ત્હમે વાંચ્યું હતું; ત્હેમણે રાંધ્યું હશે.

૭૪. જે શબ્દ પ્રમાણે ક્રિયાપદે પુરુષ વચન લીધાં હોય એ શબ્દ ૧ લા પુરુષમાં હોય તો તે ક્રિયાપદનો ૧ લો પુરુષ કહેવાય; ૨ જા પુરુષમાં હોય તો તે ક્રિયાપદનો ૨ જો પુરુષ કહેવાય; ૩ જા પુરુષમાં હોય તો તે ક્રિયાપદનો ૩ જો પુરુષ કહેવાય.

૭૫. નામ ને સર્વનામની પેઠે ક્રિયાપદનાં યે એકવચન બહુવચન ને માનાર્થે બહુવચન હોય છે.

૭૬. જે શબ્દ પ્રમાણે ક્રિયાપદે પુરુષ વચન લીધાં હોય એ શબ્દ એકવચનમાં હોય તો તે ક્રિયાપદનું એકવચન કહેવાય;

બહુ વચનમાં હોય તો તે ક્રિયાપદનું બહુવચન કહેવાય; માનાર્થે બહુવચનમાં હોય તો તે ક્રિયાપદનું માનાર્થે બહુવચન કહેવાય.

૭૭. જુદા જુદા હેતુ બતાવનારા આજ્ઞાર્થ પ્રશ્નાર્થ ને આશીર્વાદાર્થ એમ ક્રિયાપદનાં બીજાં રૂપો છે, ને તે પ્રયોગની સાથે કહેવાય છે.

(ઉપરની કલમ ૬૪ ઉપરની નોંધ જોશો. એ અહીં પણ ઉપયોગી જણાશે.)

૭૮. જે ક્રિયાપદનો હેતુ હુકમ બતાવવાનો હોય ત્હેનું આજ્ઞાર્થ રૂપ કહેવાય છે. દાખલા તરીકે; અંહીથી જાઓ.

૭૯. જે ક્રિયાપદનો હેતુ સવાલ પૂછવાનો હોય ત્હેનું પ્રશ્નાર્થ રૂપ કહેવાય છે. દાખલા તરીકે; ત્હમે કેમ આવ્યા છો ?

૮૦. જે ક્રિયાપદનો હેતુ આશીર્વાદ દાખવવાનો હોય ત્હેનું અશીર્વાદાર્થ રૂપ કહેવાય છે. દાખલા તરીકે; કલ્યાણ થાઓ.

૮૧. ક્રિયાપદના પ્રયોગ ત્રણ પ્રકારના છે; કર્તરી પ્રયોગ, કર્મણી પ્રયોગ, ભાવે પ્રયોગ.

ક્રિયાપદે કર્તા પ્રમાણે પુરુષ વચન લીધાં હોય તો તે ક્રિયાપદનો કર્તરી પ્રયોગ કહેવાય છે. દાખલા તરીકે: ઘોડો દોડયો.

ક્રિયાપદે કર્મ પ્રમાણે પુરુષ વચન લીધાં હોય તો તે ક્રિયાપદનો કર્મણી પ્રયોગ કહેવાય છે. દાખલા તરીકે; મ્હેં રોટલી ખાધી.

ક્રિયાપદે કર્તા કે કર્મ પ્રમાણે પુરુષ વચન લીધાં ન હોય તો તે ક્રિયાપદનો ભાવે પ્રયોગ કહેવાય છે. દાખલા તરીકે; પેટમાં દુઃખેછે.

૮૨. ક્રિયાપદનાં અધૂરાં અને ફેરફાર પામેલા (વિકૃત) રૂપને કૃદન્ત કહે છે. કૃદન્તના મુખ્ય બે પ્રકાર છે, વર્તમાન કૃદન્ત ને ભૂત કૃદન્ત. દાખલા તરીકે; લખતાં, લખીને. કેટલાંક કૃદન્તો વિશેષણ કે અવ્યય તરીકે પણ વપરાય છે.

૮૩. ક્રિયાપદના સામાન્ય રૂપને સામાન્ય કૃદન્ત અથવા ભાવે રૂપ કહે છે. દાખલા તરીકે; લખવું, ભણવું.

## ક્રિયાવિશેષણ અવ્યય

૮૪. ક્રિયાવિશેષણ અવ્યયનો પદચ્છેદ કરતાં ત્હેનો પ્રકાર કહેવો જોઇએ.

૮૫. ક્રિયાવિશેષણ અવ્યયના મુખ્ય છ પ્રકાર છે. સ્થળ-વાચક, કાળવાચક, રીતિવાચક, સ્થિતિવાચક, નકાર બતા-વનાર, નિશ્ચય બતાવનાર.

૮૬. જગા બતાવે તે સ્થળવાચક ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય. દાખલા તરીકે; હું અન્દર હતો.

૮૭. વખત બતાવે તે કાળવાચક ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય. દાખલા તરીકે; તે હમણાં આવ્યો.

૮૮. રીત બતાવે તે રીતિવાચક અથવા રીત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય. દાખલા તરીકે; સૂતર આમ કન્તાય.

૮૯. હાલત બતાવે તે સ્થિતિવાચક ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય. દાખલા તરીકે; ત્હમે થોડું બોલ્યા.

૯૦. નકાર બતાવે તે નકાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય. દાખલા તરીકે; તે આવ્યો નહીં.

૯૧. નક્કીપણું બતાવે તે નિશ્ચય બતાવનાર ક્રિયા-વિશેષણ અવ્યય કહેવાય. દાખલા તરીકે; હું જઇશ જ.

## નામયોગી અવ્યય

૯૨. નામયોગી અવ્યયનો પદચ્છેદ કરતાં ત્હેનો પ્રકાર કહેવો જોઇએ.

૯૩. નામયોગી અવ્યયના મુખ્ય ત્રણ પ્રકાર છે. સ્થળ-વાચક, કાળવાચક, કારણવાચક.

૯૪. જગા બતાવે તે સ્થળવાચક નામયોગી અવ્યય કહેવાય. દાખલા તરીકે; ગાદી ઉપર.

૯૫. વખત બતાવે તે કાળવાચક નામયોગી અવ્યય કહેવાય. દાખલા તરીકે; બપોર પછી.

૯૬. કારણ બતાવે તે કારણવાચક નામયોગી અવ્યય કહેવાય. દાખલા તરીકે; લાકડી વડે.

## ઉભયાન્વયી ને કેવળપ્રયોગી અવ્યયો

૯૭. ઉભયાન્વયી અવ્યય ને કેવળપ્રયોગી અવ્યયનો પદચ્છેદ કરતાં બીજું કાંઇ કહેવાનું હોતું નથી.



## વ્યાકરણના વિભાગોનો કોઠો

| ૧. નામ. | પ્રકાર | જાતિ | વચન | વિભક્તિ | |
|---|---|---|---|---|---|
| | વિશેષ | નર, નારી, | એકવચન, | ૧લી | ૫મી |
| | સામાન્ય | નાન્યતર, | બહુવચન, | ૨જી | ૬ઠ્ઠી |
| | ભાવવાચક | સામાન્ય | માનાર્થે | ૩જી | ૭મી |
| | | | બહુવચન | ૪થી | સંબોધન |

૨. સર્વનામ — પ્રકાર; જાતિ વચન વિભક્તિ

| | પ્રકાર | | | જાતિ, વચન, વિભક્તિ |
|---|---|---|---|---|
| પુરુષવાચક | ૧લો પુરુષ | સંબંધી | સ્વાર્થ | નામ પ્રમાણે |
| | ૨જો પુરુષ | દર્શક | અનિશ્ચિત | |
| | ૩જો પુરુષ | પ્રશ્નાર્થ | | |

૩. વિશેષણ

| | | |
|---|---|---|
| પ્રકાર | વિકારી કે | વિશેષ્ય |
| ગુણવાચક | અવિકારી | નામ કે |
| સંખ્યાવાચક | | સર્વનામ |
| દર્શક | | |

૪. ક્રિયાપદ   કર્તા   કર્મ   પ્રકાર   ધાતુ   ભેદ

પ્રકાર: અકર્મક, સકર્મક

ભેદ: મૂળ ભેદ, સહ્ય ભેદ, શક્ય ભેદ, પ્રેરક ભેદ

કાળ—
- વર્તમાન { સાદો, ચાલુ, પૂર્ણ
- ભૂત { સાદો, ચાલુ, પૂર્ણ
- ભવિષ્ય { સાદો, ચાલુ, પૂર્ણ

| પુરુષ | વચન | અર્થ | પ્રયોગ |
|---|---|---|---|
| | એકવચન | | |
| ૧ લો | બહુવચન | આજ્ઞાર્થ | કર્તરી |
| ૨ જો | માનાર્થે | પ્રશ્નાર્થ | કર્મણી |
| ૩ જો | બહુવચન | આશીર્વાદાર્થ | ભાવે |

કૃદન્તઃ—વર્તમાન, ભૂત, ભાવે કે સામાન્યરૂપ.

૫. ક્રિયાવિશેષણ અવ્યય

પ્રકાર

| | | |
|---|---|---|
| સ્થળવાચક | રીતિવાચક | નકાર બતાવનાર |
| કાળવાચક | સ્થિતિવાચક | નિશ્ચય બતાવનાર |

૬. નામયોગી અવ્યય

પ્રકાર...{ સ્થળવાચક, કાળવાચક, કારણવાચક

૭. ઉભયાન્વયી અવ્યય

૮. કેવળપ્રયોગી અવ્યય

# શિક્ષણમાળા

૧. વ્યવહારૂ ગુજરાતી વ્યાકરણ

ગુજરાતી ૩ જા, ૪ થા, ૫ મા } ધોરણોને માટે.
ઇંગ્રેજી ૧ લા, ૨ જા, ૩ જા }

૨. સાદી કસરતોના દસ દાવ.

વિના સાધન, વિના ખર્ચ, ઘરમાં, સહુ કોઇ—
બાલક કે વૃદ્ધ, નર કે નારથી થઇ શકે એવી કસરતો.

૩. વ્યવહારૂ ઇંગ્રેજી વ્યાકરણ.

ઇંગ્રેજી ૨ જા, ૩ જા, ૪ થા ધોરણોને માટે.

૪. જૂના ગુજરાતનો ઇતિહાસ: ૩૦ વાર્તાઓ.

ગુજરાતી ૩ જા-૪ થા ધોરણોને માટે.

૫. ગુજરાતની ભૂગોળ

ગુજરાતી ૩ જા-૪ થા ધોરણોને માટે.

ઇ. સ. ૧૯૨૩. પ્રથમાવૃત્તિ. પ્રત બે હજાર. સંવત ૧૯૭૯.

પ્રકાશકઃ મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે,
ત્રણ દરવાજા, અમદાવાદ.



કિં. ૦-૧-૬